# અર્પણ

જેમની બ્રહ્મચર્યની અનન્ય ઉપાસના જ

આ નિબંધના કારણભૂત છે એવા

પૂજ્ય શ્રી. ગાંધીજીને ચરણે

સેવકો

સુખલાલ

અને

બેચરદાસ

# અનુક્રમણિકા

# અમૃત ધર્મ

"બ્રહ્મચર્ય વિચાર" આ નિબંધ યુવાનોને અથવા યુવતીઓને બ્રહ્મચર્ય તરફ પ્રેરવાને લખેલા પ્રચાર સાહિત્યમાંનો નથી. બ્રહ્મચર્યનો આદર્શ દુનિયાભરના બધા જ ધર્મોમાં ઓછેવત્તે અંશે જોવામાં આવે છે તેથી બ્રહ્મચર્યને માનવજાતિના એક પ્રધાન પુરુષાર્થ તરીકે આપણે ઓળખી લઈએ છીએ. ભિન્નભિન્ન ધર્મોમાં અને ભિન્નભિન્ન જાતિઓમાં યુગે યુગે આ પુરુષાર્થની સાધના કેટલે દરજ્જે અને કઈ રીતે થઈ છે એનો ઇતિહાસ તપાસવો અનેક રીતે આવશ્યક છે. આ જાતનો ઇતિહાસ ભારતવર્ષે લખ્યે જ છૂટકો. કેવળ શાસ્ત્રવચનો ટાંકવાથી અથવા થોડીક તર્કીય ચર્ચા કરવાથી આજે ગરજ સરે એમ નથી. ધર્મ, ઈશ્વર, પરલોક, જાતિગુણ, શાસ્ત્રોની સત્તા વગેરે એક વખતની સર્વમાન્ય સંસ્થાઓ વિષે શંકા ઉઠાવતા આજના જમાનાને સંકોચ નથી. આવી સ્થિતિમાં દેહશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને અધ્યાત્મ-

શાસ્ત્રની દૃષ્ટિએ હવે સ્ત્રી, સંયમ, વિવાહ, બ્રહ્મચર્ય, સંતતિનિયમન વગેરે ઉચ્ચાશય સવાલોની તાત્ત્વિક તેમજ ઐતિહાસિક ચર્ચા કરે જ. ટૂંકો આ બધા સવાલોમાં આજે જ્યાં ત્યાં વિકૃત વિચારો અને વિકૃત આચારો ફેલાવા લાગ્યા છે બ્રહ્મચર્ય અને વિવાહ વિષે ઊછરતી પેઢીમાં સ્વચ્છ વિચારો અને શુદ્ધ આચાર ફેલાય એવી આવશ્યકતા જણાવાથી ગાંધીજીએ આ વિષય ઉપર સાહિત્ય તૈયાર થાય એમ ઇચ્છયું. સાતવળેકરનો બ્રહ્મચર્ય પરનો નિબંધ એમની આગળ હતો જ. હેવલોક એલીસ જેવા પાશ્ચાત્ય લેખકોના ગ્રંથો પણ અમે જોઈ ગયા. આપણા ધર્મગ્રંથોમાં બ્રહ્મચર્ય વિષે શું શું આવ્યું છે એ જાણવા માટે સ્મૃતિગ્રંથોનો અભ્યાસ કર્યો. એ જ વખતે જૈનધર્મની દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિષે જૈન સાહિત્યમાં કેવી વિચારણા થઈ છે અને કેવા અનુભવો નોંધાયા છે એ તપાસવાનું કામ પંડિત સુખલાલજી અને પંડિત બેચરદાસજીને સોંપવામાં આવ્યું. ગાંધીજીએ પોતે 'મૉ. પૉલ બ્યુરો' એ ફ્રેંચ લેખકની 'Indiscipline of morals' નામની ચોપડીનો સાર આપી પોતાના વિચારો પણ એની સાથે વણી કાઢ્યા. નીતિનાશને માર્ગે' એ નામથી એ ચોપડી અસંખ્ય યુવાનોને અને યુવતીઓને આશીર્વાદરૂપ નીવડી છે (અજમેરની સરકારે આ ચોપડીનું હિંદી સંસ્કરણ રાજદ્વારી સાહિત્ય ગણીને જપ્ત કર્યું છે. અંગ્રેજ રાજ્યનો જમાનો કેવો હતો એની એક નોંધ તરીકે આ વસ્તુ અહીં ભવિષ્યની પ્રજાના વિનોદને અર્થે ટાંકી છે)

બન્ને પંડિતોએ અનેક પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ ગ્રંથો તપાસી 'બ્રહ્મચર્ય વિચાર' વાળો નિબંધ તરત તૈયાર કરી આપ્યો. એ રીતે હસ્તલિખિત પ્રત ગાંધીજીને મોકલવામાં આવી હતી. પૂર્ણ સ્વરાજ્યની લડતમાં [illegible] સવારપની વિરામની શાન્તિ મળતાં એ નિબંધ પ્રસિદ્ધ કર્યો છે. સમાજહિતની [illegible] લોકોને બ્રહ્મચર્ય

મસ્થાનો સાંગોપાંગ વિચાર કરવા માટે આ નિબંધ એક દિશાનો ઉપયુક્ત મસાલો પૂરો પાડશે

જ્યાંસુધી હું જાણું છું ત્યાંસુધી આપણી ભાષાઓમાં આ જાતનો નિબંધ આ પહેલો જ છે દરેક પ્રાંત, સંપ્રદાય અને ધર્મ, દરેક વર્ણ અને જાતિ આ પ્રમાણે પોતપોતાને ઉપલબ્ધ એવી ઐતિહાસિક માહિતી એકત્ર કરી આવા નિબંધો લખી કાઢે તો સંતતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને વંશશાસ્ત્ર દરેકને એ ઉપયોગી નીવડશે

આપણે ત્યાં કામશાસ્ત્ર ઉપર કેટલાક સૂત્રો અને ગ્રંથો છે વૈદક ગ્રંથોમાં આ વિષયનો ઉલ્લેખ આવે છે સ્મૃતિઓમાં અને પુરાણોમાં પણ અનેક ઠેકાણે આ વિષયની ચર્ચા અને ઇતિહાસ જોવાને મળે છે કેમકે મનુષ્યજાતિને સર્વકાળે આ વિષય રોચક તેમ જ મહત્ત્વનો છે પાશ્ચાત્ય લોકો સ્વભાવે શોધક હોવાથી એમણે હિંદુસ્તાન વિષે આવી માહિતી ઘણી ભેગી કરી છે પ્રથમ તો હિંદુસ્તાનના લોકો વિલાસી હોવાને કારણે નિર્વીર્ય છે એ સિદ્ધ કરવા ખાતર અને હવે પાશ્ચાત્ય પ્રજા પોતે જ વિનાસમાં વધવાથી વિનાસના કયા કયા પ્રકારો ભારતવાસીઓએ શોધ્યા હતા એ જાણવા ખાતર પણ આપણો ઇતિહાસ તેઓ શોધે છે આપણો ઉદ્દેશ એથી નિરાળો છે આપણી પ્રજા સત્ત્વશાળી, પરાક્રમી અને પુરુષાર્થી કેમ થઈ શકે એની શોધ કરવા ખાતર તેમજ મોક્ષ અને બ્રહ્મચર્યનો સંબંધ સમજીએ એ કારણે પણ આપણે કામગીરામાં કરવાની છે અત્યારસુધીના લખાણોમાં બ્રહ્મચર્યની બાબતમાં જે કાંઈ લખાયું છે તેમાં કેવળ ઉત્સાહ-પ્રેરિત અતિશયોક્તિ કેટલી છે અને કેટલી વાતો અનુભવસિદ્ધ છે એ તપાસવા માટે પણ નિરાગ્રહીવૃત્તિથી આપણે આજ સુધીનો ઇતિહાસ તપાસવો જોઈએ

આ નિબંધ આવી શોધખોળની શરૂઆત તરીકે જરૂર ગણાશે. આમાં આપેલી કેટલીક વસ્તુઓ તાત્ત્વિક દૃષ્ટિએ જ વિચાર કરવા માટે છે તેથી ઉપર કહ્યા પ્રમાણે અપરિપક્વ બુદ્ધિવાળા કલાપ્રધાન યુવાન અને યુવતીઓ માટે આ નથી છતાં આ નિબંધમાંથી થોડોક ભાગ એવી અનિચ્છાને કારણે પ્રસિદ્ધ ન કરવાનું ઉચિત ધાર્યું કે ધર્મવ્યવસ્થાપકો કોઈ કે જે જોતા નથી જ કરતા એવું નથી સદ્‌બુદ્ધિથી શ્રેયનો માર્ગ બતાવવા જતા કોઈક વખતે અશ્રેયને રસ્તે લોકોને દોરવાની ભૂલ પણ એમને હાથે થઈ જાય છે. ધર્મવ્યવસ્થાપકોના લખાણો લોકોમાં રહેલી અંધશ્રદ્ધાને કારણે પ્રજાહૃદય ઉપર જે સામ્રાજ્ય ભોગવે છે તેનો વિચાર કરીને પણ અમુક ભાગ પ્રસિદ્ધ ન કરવાનું નક્કી કર્યું પડે છે. ઐતિહાસિક માહિતી એ પ્રજાના હકની વસ્તુ છે. એનું પ્રસિદ્ધીકરણ અટકાવવાનું કાળજીપાડું કરનાર તમે કોણ? એમ કેટલાક વાંચકો જરૂર પૂછશે. એનો જવાબ એટલો જ કે મૂળ હકીકત જ્યાં નોંધેલી છે તેનો તો નાશ નથી કર્યો. પ્રખર જિજ્ઞાસાવાળા સુખેથી તે મેળવવાનો પુરુષાર્થ કરી શકે છે. પોતાની મહેનતનો કેટલો ભાગ પ્રજા આગળ મૂકવો એ નક્કી કરવાનો વિવેક મહેનત કરનારાઓના હાથમાં રહે એ જ યોગ્ય છે.

## (૨)

જૈનધર્મ મોક્ષધર્મ હોવાથી એમાં ખરું જોતાં વિવાહવ્યવસ્થાને સ્થાન જ નથી. જે પાંચ મહાવ્રતો દ્વારા મોક્ષની સાધના કરવાની હોય છે તેમાં બ્રહ્મચર્ય મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ભગવાન પાર્શ્વનાથના જમાનામાં બ્રહ્મચર્યમીમાંસા બહુ વિસ્તારપૂર્વક કરી નહોતી. અપરિગ્રહમાં જ બ્રહ્મચર્યનો સમાવેશ થતો હતો. પણ જેમ જમાનો પડતો ગયો તેમ એની વિશેષ મીમાંસા કરવી પડી. ધર્મ ગમે તેટલો ઊંચો હોય તોયે જો સમાજ પડેલો હોય તો ધર્મે

નીચે નમીને પડેલાઓને ઊંચકવાના હોય છે એ સ્થિતિનો અનુભવ જૈનધર્મમાં પૂરેપૂરો થાય છે એકકોટ ટેમણે ધમ વ્યવસ્થાપી। સાવ પડી ગયેલાઓને ઊંચકવાના શુભ હેતુથી ધર્મને એટલો બધા નીચો નમાવ્‌ કે કે ધર્મ પોતે જ લપસી જવા ની બીક રહે છે માંગ્વાળના પ્રયત્નોમા મુશ્કેલીઓ તો હમેશા રહેવાની જ

માણસ પોતાની શક્તિ જોઈને ચડવાનો સંકલ્પ કરે અને ચડતા નીચે લપસી ન જાય એટલા માટે વ્રતોના પગથિયા બાંધી રાખના એ આવશ્યક છે અને યોગ્ય છે પણ સમાજે સામાન્ય માણસને માટે જે નીચલું પગથિયુ નક્કી કર્યું હોય એના કરતાયે નીચે ઉતરીને માણસ ત્યા પગથિયા બાધે અને પછી સમાધાન માને કે હું મારા પગથિયેથી નીચે લપસ્યો નથી તો એમા લપસ્યાનુ પાપ ભલે ન હોય પણ શરૂઆતનું પગથિયુ જ પતિત દશામા છે એટલુ તો સ્વીકાર્યે જ છૂટકો વ્રત અને અતિચારના પ્રકરણો આ દૃષ્ટિ ધ્યાનમા રાખીને જ વાચવા જોઈએ ' જીવન સિદ્ધિ " મા ટૉલ્સ્ટૉયે પણ આ જ રીતે છેક નીચેથી પગથિયાની શરૂઆત કરી છે, સામાજિક આ દૃષ્ટિથી પણ જેઓ નીચે પડેલા છે એમને માટે આમા ઠીકઠી આશ્વાસન મળે છે, પણ એ રસ્તે માણસ અલ્પમ તોષી થવાની બીક હમેશા રહ્યા કરે છે, વ્રતોની મીમાસા સાથે એમ પણ કહેવાની આવશ્યકતા હતી કે હીનકોટીનુ વ્રત સિદ્ધ થાય એટલે માણસે આમા મ ધ્યકોટીનુ વ્રત લેવુ જ જોઈએ, એ સિદ્ધ થયુ એટલે ઉચ્ચકોટીનુ વ્રત લે આમ કરતા અંતે સર્વોચ્ચકોટીનુ વ્રત જ્યારે સિદ્ધ થાય ત્યારે જ માણસે સંતોષ વળવો જોઈએ વ્રત કે નિયમ એ પંગુ પાડુ ખસે નહિ એને માટે એના જેવા છે કહો પંગુને આગળ જતા પણ અટકાવે તો તે પાપરૂપ છે

પ્રવચનના આ આખા વિવરણમા સ્ત્રી અને પુરુષનો દરજ્જો સમાન નથી એ તરફ ધ્યાન ખેચાયા વગર રહેતું નથી વ્રતના

આ નિબંધ આવી શોધખોળની શરૂઆત તરીકે જરૂર ગણી શકાય આમા આપેલી કેટલીક વસ્તુઓ તાત્ત્વિક દૃષ્ટિએ જ વિચાર કરવા માટ છે તેથી ઉપર કહ્યા પ્રમાણે અપરિપકવ બુદ્ધિવાળા કલ્પનાપ્રધાન યુવાન અને યુવતીઓ માટે આ નથી છતા આ નિબંધમાથી થોડો ભાગ એવી અભિરુચનાને કારણે પ્રસિદ્ધ ન કરવાનુ ઉચિત ધાર્યું છે ધર્મવ્યવસ્થાપકો કોઈ ખરાબ હેતુએ ખોટુ નથી જ કરતા એવુ નથી મન્દબુદ્ધિથી શ્રેયનો માર્ગ બતાવવા જતાં કેટલીક વખતે અવળને રસ્તે લોકોને દોરવાની ભૂલ પણ એમને હાથે થઈ જાય છે ધર્મવ્યવસ્થાપકોના લખાણો લોકોમા રહેલી અંધશ્રદ્ધાને કારણે પ્રજાહૃદય ઉપર જે સામ્રાજ્ય ભોગવે છે તેનો વિચાર કરીને પણ અમુક ભાગ પ્રસિદ્ધ ન કરવાનુ નક્કી કરવુ પડે છે ઐતિહાસિક માહિતી એ પ્રજાના હકની વસ્તુ છે એનુ પ્રસિદ્ધીકરણ અટકાવવાનુ કાળાપાપ કરનાર તમે કોણ? એમ કેટલાક વાચકો જરૂર પૂછશે એનો જવાબ એટલો જ કે મૂળ હકીકત જ્યા નોંધેલી છે તેનો તો નાશ નથી કર્યો પ્રખર જિજ્ઞાસાવાળા સુખેથી તે મેળવવાનો પુરુષાર્થ કરી શકે છે પોતાની મહેનતનો કેટલો ભાગ પ્રજા આગળ મૂકવો એ નક્કી કરવાનો વિવેક મહેનત કરનારાઓના હાથમા રહે એ જ યોગ્ય છે

(૭)

જૈનધર્મ મોક્ષધર્મ હોવાથી એમા ખરુ જોતાં વિવાહવ્યવસ્થાને સ્થાન જ નથી જે પાચ મહાવ્રતો દ્વારા મોક્ષની સાધના કરવાની હોય છે તેમા બ્રહ્મચર્ય મહત્ત્વનુ સ્થાન ભોગવે છે ભગવાન પાર્શ્વનાથના જમાનામા બ્રહ્મચર્યમીમાંસા બહુ વિસ્તારપૂર્વક કરેલી નહોતી અપરિગ્રહમાં જ બ્રહ્મચર્યનો સમાવેશ થતો હતો પણ જેમ જમાનો પલટ્યો તેમ એની વિશેષ મીમાંસા કરવી પડી ધર્મ ગમે તેટલો ઊંચો હોય તોયે જો સમાજ પડેલા હોય તો ધર્મ

નીચે નમીને પડેલાઓને ઊંચકવાના હોય છે એ સ્થિતિનો અનુભવ જૈનધર્મમાં પૂરેપૂરો થાય છે. એકએક ઠેકાણે વ્રતવ્યવસ્થાપકો માન પડી ગયેલાઓને ઊંચકવાના શુભ હેતુથી ધર્મને એટલો બધો નીચો નમાવે છે કે ધર્મ પોતે જ લપસી જવાની બીક રહે છે. આ કાળના પ્રયત્નોમાં મુશ્કેલીઓ તો હમેશાં રહેવાની જ.

આત્મા પોતાની શક્તિ જોઈને ચડવાનો સંકલ્પ કરે અને ચડતાં નીચે લપસી ન જાય એટલા માટે વ્રતોનાં પગથિયાં બાંધી રાખવાં એ આવશ્યક છે અને યોગ્ય છે. પણ સમાજે સામાન્ય માણસને માટે જે નીચલું પગથિયું નક્કી કર્યું હોય એના કરતાંયે નીચે ઉતરી માણસ ત્યાં પગથિયાં બાંધે અને પછી સમાધાન માને કે હું મારા પગથિયેથી નીચે લપસ્યો નથી તો એમાં લપસ્યાનું પાપ ભલે ન હોય પણ શરૂઆતનું પગથિયું જ પતિત દશામાં છે એટલું તો સ્વીકાર્યે જ છૂટકો. વ્રત અને અતિચારનાં પ્રકરણો આ દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જ વાંચવાં જોઈએ. "જીવનસિદ્ધિ"માં ટૉલ્સ્ટૉયે પણ આ જ રીતે છેક નીચેથી પગથિયાંની શરૂઆત કરી છે. સામાજિક આદર્શથી પણ જેઓ નીચે પડેલા છે એમને માટે આમાં ઠીક ઠીક આશ્વાસન મળે છે, પણ એ જ કારણે માણસ અસંતોષી થવાની બીક હમેશાં રહ્યા કરે છે. વ્રતોની મીમાંસા સાથે એમ પણ કહેવાની આવશ્યકતા હતી કે હીનકોટીનું વ્રત સિદ્ધ થાય એટલે માણસે સામાન્યકોટીનું વ્રત લેવું જ જોઈએ, એ સિદ્ધ થયું એટલે ઉચ્ચકોટીનું વ્રત ને અભ્યાસ કરતાં અંતે સર્વોચ્ચકોટીનું વ્રત જ્યારે સિદ્ધ થાય ત્યારે જ માણસે નિરાંત વાળવી જોઈએ. વ્રત કે નિયમ એ પૈ, પાછું ખસે નહિ એને માટે ખીલા ઠોકવા જેવાં છે. પણ ઉત્થાન આગળ જતાં પણ અટકાવે તો તે પાપરૂપ છે.

બ્રહ્મચર્યના આ વ્યાખ્યાવિવરણમાં સ્ત્રી અને પુરુષો દરજ્જે સમાન નથી એ તરફ ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. વ્રતના

અનિચાર વિ૰ નિયમ૰ કરતા સ્ત્રીઓને માટેના નિયમો જુદા છે પુરુષોને માટે જુ૰ છે, સ્ત્રીઓને છૂટો ઓછી છે, પુરુષોને વધારે છે પણ એ જ બતાવે છે કે પોતાને સંયમવાની સંકલ્પશક્તિ પુરુષો કરતા સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે વધાર હોય છે છતા આખા વ્યવસ્થામા સ્ત્રીઓને દરજ્જે ઊતરતી જ ગણાયો છે. 'સ્ત્રીઓને માટે મોક્ષ નથી' જેવો જો જૈનધર્મમા સિદ્ધાંત હોત તો સવાલ જુદો હતો પણ સ્ત્રીઓ મોક્ષ મેળવી શકે છે, સ્ત્રીઓ બધા વ્રતોનું પાલન કરી શકે છે, એટલુંજ નહિ પણ કરાવી પણ શકે છે એના નમૂનાઓ જૈન સાહિત્યમાં છે એક સ્ત્રી તો તીર્થંકરમાં સ્થાન પામી મલ્લિનાથનામે પ્રસિદ્ધ છે સ્ત્રીઓને કેળવણી ઓછી, મોકળાશ ઓછી, એમની આગળ ભાગ્યેજ રજુ થાય છે એવી સ્થિતિમાં સ્ત્રીઓ સર્વોચ્ચ આદર્શ સુધી ન ચડત તો તેમાં આશ્ચર્ય ન જણાત પણ અહીં તો પોતે સંયમ પાળવામા સમર્થ એટલું જ નહિ પણ વિષયલોલુપ એવા પુરુષોને પણ ધિક્કારી, સમજાવી એમને બ્રહ્મચર્યનું મહત્ત્વ સમજાવે છે

છેલ્લી કોટીએ પહોંચેલું દર્શનશાસ્ત્ર અદ્વૈતવાદની ગમે તેટલી વાતો કરે તોયે શરીર અને આત્મા, જડ અને ચેતન એ ભેદ વ્યવહારમા સ્પષ્ટ છે આ બન્ને વસ્તુઓ પરસ્પર વિભિન્ન છે, એમના ગુણધર્મો જ જુદા છે છતા એ બેનો સંયોગ થવાથી જ આપણે સંસારી થયા છીએ આમાં શરીરને જ આત્મા માનવાની ભૂલ આપણે આજે જન્માંરો કરતા આવ્યા છીએ આત્મા શરીરના કે ખાનામાં ગ૰૰રો છે કે ખાનાને જ પોતાનું ઘર અથવા પોતાનું જ સ્વરૂપ માનીને બેઠો છે અને એ ભ્રમણાને લીધે અનંત દુઃખોનો અધિકારી થઈ જાય છે આત્માને માટે આ શરીરની ગુલામગીરી એ ખરેખર ભારે આપત્તિ છે દેહથી તદ્દન ભિન્ન હોવા છતાં 'આત્મા તે હું એ જ પોતે છે' એવી ભ્રમણા આત્માએ સ્વી-

કારી છે એમાંથી જ આત્માના બધા દુઃખોની શરૂઆત છે આત્મા આ શરીર મારફતે શરીરના ભોગો ભોગવે છે અને તેટલે દરજ્જે મલિન થાય છે એ અનુભવની વાત છે તેથી જ આત્મા કેવો છે અને અનાત્મા કેવો છે એનો વિવેક અથવા ભેદ બરાબર જાણવો એ મોક્ષનું પ્રથમ પગથિયું છે અનાત્માને ઓળખીને એને દૂર કર્યા પછી જ આત્માનો સાક્ષાત્કાર થઈ જાય છે તમામ જાતનો સંયમ એ એની સાધના છે માણસ જેમ જેમ સંયમ વધારતો જાય તેમ તેમ અનાત્મા સાથેનો એનો સંબંધ ઓછો થતો જાય છે અને તે પ્રમાણમાં આત્માનું દર્શન પણ વધારેને વધારે શુદ્ધ થતું જાય છે આત્મા શરીરમાં સપડાયો છે એને શરીર માગે તે બધા ભોગોને ભ્રમથી કે લાચારીથી આત્મા પોતાની સંમતિ આપી દે છે એ સંમતિ એણે પાછી ખેંચી લીધી એટલે એ મુક્ત થયો સંયમથી જ એ થઈ શકે છે અને બ્રહ્મચર્ય એ એ સંયમનું વધારેમાં વધારે અસરકારક સાધન છે

જૈનધર્મ મોક્ષધર્મ હોઈ અનાત્મા સામેનું દ્વંદ્વ અને પૌરુષપ્રાણ આ યુદ્ધ એ જ એને મન એકમાત્ર પરમ પુરુષાર્થ છે એ સાધના માટે સાધકોએ કેટલી કેટલી સાધનાઓ અજમાવી છે, કયા કયા કોઠા માર્યા છે કયા કયા નાખ્યા છે એ આપવું એ આ વિવેચનનો ઉદ્દેશ છે

શરીર અને આત્માનો આત્યંતિક વિરોધ જેઓ માનતા નથી તેઓ ભુક્તિ અને મુક્તિનો સમન્વય શક્ય છે એમ સમજે છે તેઓ વિવાહ કે વિષયસેવન એ માણસની નબળાઈને ગણત માન છે એમ નથી કહેતા પણ જૈનધર્મની માન્યતા ઉપર પ્રમાણે હોઈ એને મન વિવાહ કે વિષયસેવન એ કેવળ ચોખ્ખી માંડવાળ જ છે

સર્વસ્પર્શી સંપૂર્ણ સંયમ જે જૈનોની સાધના છે, એ જ પરમ પુરુષાર્થ છે આવા ધર્મમાં સ્ત્રી પુરુષનો મેળ ન જ ન

વિધુરવિવાહ નિંદ્ય જ ગણાય પણ પુરુષે પોતાને માટે છૂટ રાખેલી હોવાથી વિધુરવિવાહની તરફ ઘૃણા ન થઈ વિધવા-વિવાહ એટલો જ નિંદ્ય ગણાયો પણ સ્ત્રીપુરુષે પોતે જ વિધવા વિવાહ કરતો હોવાથી જૈનશાસ્ત્રોમા એ અતિચાર સામે ઘણા ઉત્પન્ન ન થઈ એનો અર્થ એ થયો કે વિવાહનુ વ્રત સ્ત્રી પુરુષ બેમાથી એક મરી જાય તો એની મેળે મટી જાય છે અને નવા વિવાહની છૂટ શરૂ થાય છે વિવાહવ્રત સામા પક્ષના એક હક તરીકે જોતા એ-ના મરણથી એનો સ્વાભાવિક રીતે અન્ત આવે છે પણ ભોગની મર્યાદા તરીકે જોતા એ વિવાહસબધ મારફતે જેટલો વિષય શક્ય હોય તેટલો જ વિહિત હોવાથી પુનર્વિવાહ અતિચારમા જ ખપે છે

શાસ્ત્રકારોએ અતિચારનો અનેક પ્રકારે વિસ્તાર કર્યો છે અનુભવે આ પ્રકારો વધારી તેમજ ઘટાડી શકાય છે સયમ જો પરાણે પાળવામા આવે તો કામજન્ય માનસિક તેમજ શારીરિક રોગો થવાના અથવા માણસ વિકૃતિને પોષી અતિચાર અને અનાચારમા પડવાનો કોઈ પણ પ્રતિજ્ઞાને લગતા ચાર દૂષણો બતાવ્યા છે અને વ્યવહારની દૃષ્ટિએ એ દૂષણોનુ ઘાતકપણુ ઓછુવત્તુ બતાવવામા આવ્યુ છે

ગૃહસ્થાશ્રમી તરફથી સ્વદારસતોષ પણ વ્રતમા પાચ પ્રકારે દોષ થવાનો સભવ શાસ્ત્રકારોએ નોંધ્યો છે એવા અતિચારો અને અનાચારોમાથી બચવા સારુ શાસ્ત્રકારોએ નવગુપ્તિ (રક્ષણ ના ઉપાય) અથવા દશ સમાધિસ્થાનો સૂચવ્યા છે અનુભવે આ સમાધિસ્થાનો વધારી કે ઘટાડી શકાય ગાધીજીએ 'નીતિ-નાશને માર્ગે " એ પોતાના ગ્રથમા આવા સમાધિસ્થાનો જુદી રીતે આપ્યા છે પણ એનો ઉદ્દેશ તો એક જ છે—કે બ્રહ્મચર્ય વ્રત સુલભ થાય એ બધામા મેળ જ લગભગ દેખાય છે બ્રહ્મચર્યનો

શકે છે બ્રહ્મનિયમન સાથે એની અસંખ્ય વસ્તુઓ આવી જાય છે કે જેનો અમલ કરતા નવી નવી સુઝણીઓ ઉત્પન થાય છે પ્રાયશ્ચિત્ત લેવુ એ એક વસ્તુ છે અને પરાણે પ્રાયશ્ચિત્ત આપવુ એ બીજી વસ્તુ છે

કામાચારમા હિંસા છે એ વસ્તુ જૈનશાસ્ત્રોમા જે રીતે સમજાવી છે તે કરતાં વિશેષ વ્યાપક અર્થમા પણ એ વાત સાચી છે

વિષયસેવન વખતે માણસો પોતાના ચૈતન્ય સ્વરૂપને જડ-રૂપ બનાવે છે એ એક મહાન આત્મહત્યા તો છે જ પણ એની સાથે જે સંતાનોત્પત્તિ છે તેમા પણ મરવા માટે જ જીવોનો જન્મ આપવામા હિંસા રહેલી છે ગાઈને જન્મ આપવો અને મરણ આપવુ એમા તત્ત્વત ભેદ નથી જ

હિંસા કરતી વખતે મરનાર તેમજ મારનાર—દ્રોહ કરનાર અને જેનો દ્રોહ થાય છે તે બન્ને પોતાનુ ચૈતન્ય સ્વરૂપ છોડી જડરૂપ ધારણ કરે છે આ બેમાંની એક જો ચૈતન્યસ્વરૂપ છોડવાની ના પાડે અને અહિંસાની ભૂમિકા પર સ્થિર રહે તો એ હિંસા અટકે છે અને સામાપક્ષમા જડ ગુણોનો પરાજય થઈ ચૈતન્યનો ઉદય થવા માંડે છે તેથી જેમ સત્યાગ્રહ એ અહિંસાનુ જાગતુ સ્વરૂપ છે તેમ બ્રહ્મચર્ય પણ અહિંસાનું જાગતું સ્વરૂપ છે

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# જૈનદૃષ્ટિનું સ્પષ્ટીકરણ

બ્રહ્મચર્યને લગતી ટૂંક બાબતો ઉપર જૈનદૃષ્ટિએ વિચાર કરીએ તે પહેલાં 'જૈનદૃષ્ટિ એટલે શું' તે જાણી લેવું જરૂરનું છે એથી જૈનધર્મના વલણની મૂળ દિશા સમજવાની સરળતા થશે

માત્ર તત્ત્વજ્ઞાન કે માત્ર આચારમાં જૈનદૃષ્ટિ પૂર્ણ થતી નથી એ તત્ત્વજ્ઞાન અને આચાર ઉભયની મર્યાદા સ્વીકારે છે કોઈપણ વસ્તુને (પછી તે જડ હોય કે ચેતન) તેની બધી બાજુથી તપાસી તે બાજૂઓનો વાસ્તવિક સમન્વય કરવો એ અનેકાંતવાદ જૈન તત્ત્વજ્ઞાનનો મૂળ પાયો છે અને રાગદ્વેષના નાના મોટા દરેક પ્રસંગોથી અલિપ્ત રહેવારૂપ નિવૃત્તિ એ સમગ્ર જૈન આચારનો મૂળ પાયો છે અનેકાન્તવાદનું કેન્દ્ર મધ્યસ્થતામાં છે અને નિવૃત્તિ પણ મધ્યસ્થતામાંથી જ જન્મે છે તેથી અનેકાન્તવાદ અને નિવૃત્તિ એ બન્ને એક બીજાના પૂરક અને પોષક છે એ બન્ને તત્ત્વ જેટલે અંશે સમજાય અને જીવનમાં ઊતરે તેટલે અંશે જૈનધર્મનું જ્ઞાન અને પાલન થયું કહેવાય.

પોતાના આત્માની શુદ્ધતા હણાય તો તે પણ હિંસા આવી હિંસામાં દરેક જાતની સૂક્ષ્મ કે સ્થૂલ પાપપ્રવૃત્તિ આવી જાય છે અસત્ય ભાષણ, અદત્તાદાન (ચૌર્ય), અબ્રહ્મ (મૈથુન અથવા કામાચાર) કે પરિગ્રહ એ બધાની પાછળ કાંતો અજ્ઞાન અને કાંતો લોભ, ક્રોધ કુતૂહલ કે ભયાદિ મલિન વૃત્તિઓ પ્રેરક હોય છે જ તેથી અસત્યાદિ બધી પ્રવૃત્તિઓ હિંસાત્મક જ છે એવી હિંસાથી નિવૃત્ત થવું એ જ અહિંસાનું પાલન અને તેના પાલનમાં સહેજે બીજા બધા નિવૃત્તિગામી ધર્મો આવી જાય છે જૈનધર્મ પ્રમાણે બાકીના બધા વિધિનિષેધો એ ઉક્ત અહિંસાના માત્ર પોષક અંગો જ છે

ચેતના અને પુરુષાર્થ એ આત્માના મુખ્ય બળો છે તે બળોનો દુરુપયોગ અટકાવવામાં આવે તો જ તેમનો સદુપયોગની દિશામાં વાળી શકાય આ કારણથી જૈનધર્મ પ્રથમ તો દોષવિરમણ (નિષિદ્ધત્યાગ)રૂપ શીલનું વિધાન કરે છે પણ ચેતના અને પુરુષાર્થ એવા નથી કે તે માત્ર અમુક દિશામાં ન જવારૂપ નિવૃત્તિમાત્રથી નિષ્ક્રિય થઈ પડ્યા રહે તે તો પોતાના વિકાસની ભૂખ ભાંગવા ગતિની દિશા શોધ્યા જ કરે છે આ કારણથી જૈનધર્મે નિવૃત્તિની સાથે જ શુદ્ધ પ્રવૃત્તિ (વિહિતઆચરણરૂપ ચારિત્ર)ના વિધાનો પણ ગોઠવ્યા છે તેણે કહ્યું છે કે મલિન વૃત્તિથી આત્માનો ઘાત ન થવા દેવો અને તેના રક્ષણમાં જ (સ્વરક્ષામાં જ) બુદ્ધિ અને પુરુષાર્થનો ઉપયોગ કરવો પ્રવૃત્તિના એ વિધાનમાંથી જ સત્ય ભાષણ, બ્રહ્મચર્ય, સંતોષ આદિ વિધિમાર્ગો જન્મે છે આ બધા વિવેચન ઉપરથી એ જણાશે કે જૈનદૃષ્ટિ પ્રમાણે કામાચારથી નિવૃત્તિ મેળવવી એ અહિંસાના માર્ગ ક

દરેક લોકો પોતે જ આપી લે છે, અને તેની વ્યવસ્થા ઘડી કાઢે છે આવી વ્યવસ્થાના શાસ્ત્રો તે કાળે પણ હતા અને પાછળથી પણ બન્યા તેવા શાસ્ત્રોને જૈનપરપરા લાૈકિકશાસ્ત્રો કહે છે, અને નિવૃત્તિપ્રધાન જૈનશાસ્ત્રોને લોકોત્તર (આધ્યાત્મિક) શાસ્ત્રો તરીકે વર્ણવે છે જૈનધર્મ અને જૈનશાસ્ત્રોની લોકોત્તરતા પ્રવૃત્તિથી અલગ રહેવામા છે આ કારણથી પ્રાચીન જૈનાગમો આપણને ગૃહસ્થની ભોગમર્યાદાના કશા જ નિયમો પૂરા પાડતા નથી તેથી ઊલટુ જૈનસસ્થા એ મુખ્યપણે ત્યાગીઓની સસ્થા હોવાથી અને તેમા ઓછાવત્તા પ્રમાણમા ત્યાગ લેનાર વ્યક્તિઓનુ મુખ્ય સ્થાન હોવાથી બ્રહ્મચર્યને લગતી પુષ્કળ માહિતી મળી આવે છે આ સ્થળે બ્રહ્મચર્યને લગતા કેટલાક મુદ્દાઓ તારવી તે ઉપર જૈનશાસ્ત્રોના આધારે કાંઈક લખવા ધાર્યું છે તે મુદ્દાઓ આ પ્રમાણે

(૧) બ્રહ્મચર્યની વ્યાખ્યા (૨) બ્રહ્મચર્યના અધિકારી સ્ત્રીપુરુષો (૩) બ્રહ્મચર્યના જુનાપણાનો ઇતિહાસ (૪) બ્રહ્મચર્યનુ ધ્યેય અને તેના ઉપાયો (૫) બ્રહ્મચર્યના સ્વરૂપની વિવિધતા અને તેની વ્યાપ્તિ (૬) બ્રહ્મચર્યના અતિચારો (૭) બ્રહ્મચર્યની નિરપવાદતા (૮) બ્રહ્મચર્યમા એક ખાસ દૃષ્ટિ (૯) બ્રહ્મચર્યમા સાવધ રાખવા માટેની ઉપમાઓ (૧૦) જૈન સૂત્રો અને વિવાહપદ્ધતિ (૧૧) બ્રહ્મચર્યજન્ય સિદ્ધિ અને ચમત્કારો (૧૨) ઉપસહાર અને કાકાસાહેબના પ્રશ્નો

## વ્યાખ્યા

જૈનશાસ્ત્રમા બ્રહ્મચર્ય શબ્દની બે વ્યાખ્યાઓ મળે છે પહેલી વ્યાખ્યા બહુ વિશાળ અને સપૂર્ણ છે એ વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે જીવનસ્પર્શી સપૂર્ણ સયમ આ સયમમા માત્ર પાપવૃત્તિઓ ઉપર અકુશ મૂકવાનો જ — જૈન પરિભાષામા કહીએ તો આસ્રવનિરોધનો જ — સમાવેશ નથી થતો પણ તેવા સપૂર્ણ સયમમા શ્રદ્ધા, જ્ઞાન, ક્ષમાદિ સ્વાભાવિક સદ્‌વૃત્તિઓના વિકાસનો સુદ્ધા સમાવેશ થઈ જાય છે તેથી પહેલી વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે કામ ક્રોધાદિ દરેક અસદ્‌વૃત્તિને જીવનમા ઉદ્‌ભવતી અટકાવી શ્રદ્ધા ચેતના, નિર્ભયતા આદિ સદ્‌વૃત્તિઓ — ઊર્ધ્વગામી ધર્મો — ને જીવનમા પ્રગટાવી તેમા તન્મય થવુ તે

સાધારણ લોકોમા બ્રહ્મચર્ય શબ્દનો જે અર્થ જાણીતો છે અને જે ઉપર વર્ણવેલ સપૂર્ણ સયમનો માત્ર એક અશ જ છે તે અર્થ બ્રહ્મચર્ય શબ્દની બીજી વ્યાખ્યામા જૈન શાસ્ત્રોએ પણ સ્વીકારેલ છે તે વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય

હવે મૈથુનવિરમણ અર્થાત્ કામસંગનો — કામાચારનો — અબ્રહ્મનો ત્યાગ આ બીજા અર્થમાં બ્રહ્મચર્ય શબ્દ એટલો બધો પ્રસિદ્ધ થઈ ગયો છે કે બ્રહ્મચર્ય અને બ્રહ્મચારી કહેવાથી દરેક જૈન તેમનો અર્થ સામાન્ય રીતે એટલો જ સમજે છે કે મૈથુનસેવનથી દૂર રહેવું તે બ્રહ્મચર્ય અને જીવનના બીજા અંગોમાં ગમે તેવો અસંયમ હોવા છતાં માત્ર કામસંગથી છૂટો રહેનાર હોય તે બ્રહ્મચારી આ બીજો અર્થ જ વ્રત-નિયમો સ્વીકારવામાં ખાસ લેવાય છે અને તેથી જ્યારે કોઈ ગૃહત્યાગ કરી ભિક્ષુ થાય અગર ઘરમાં રહી મર્યાદિત ત્યાગ સ્વીકારે, ત્યારે બ્રહ્મચર્યનો નિયમ અહિંસાના નિયમથી જુદો પાડીને જ લેવામાં આવે છે [2]

# અધિકારી અને વિશિષ્ટ સ્ત્રીપુરુષો

(અ) સ્ત્રી કે પુરુષ જાતિનો જરાયે ભેદ રાખ્યા સિવાય બન્નેને એકસરખી રીતે બ્રહ્મચર્ય માટે અધિકારી માનવામાં આવ્યા છે તે માટે ઉમ્મર, દેશ, કાળ વગેરેનો કશો જ પ્રતિબંધ મૂકવામાં આવ્યો નથી આ માટે સ્મૃતિઓમાં જુદો જ મત બતાવેલો છે તેમાં આ જાતના સમાન અધિકારોનો અસ્વીકાર કરેલો છે બ્રહ્મચર્ય માટે જોઈતું આત્મબળ સ્ત્રી અને પુરુષ બન્ને એકસરખી રીતે પ્રગટ કરી શકે છે એ બાબતમાં જૈનશાસ્ત્ર અને બૌદ્ધશાસ્ત્રનો મત એક છે આ જ કારણથી વિશુદ્ધ બ્રહ્મચર્યને પાલન કરનારી અનેક સ્ત્રીઓમાંથી સોળ સ્ત્રીઓ મહાસતી તરીકે એકેએક જૈન ઘરમાં જાણીતી છે અને પ્રાતઃકાળમાં આબાલવૃદ્ધ દરેક જૈન કેટલાક વિશિષ્ટ સત્પુરુષોના નામોની સાથે એ મહાસતીઓના[3] નામોનો પણ પાઠ કરે છે, અને તેઓના સ્મરણને પરમમંગળ માને છે

(આ) કેટલાક બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારિણીઓ બ્રહ્મચર્ય જીવનમાં શિથિલ થયાના દાખલા[4] છે તેમ તેથીય વધારે આકર્ષક દાખલાઓ બ્રહ્મચર્યમાં અદ્ભુત સ્થિરતા બતાવનાર સ્ત્રીપુરુષોના છે એવાઓમાં માત્ર ત્યાગી વ્યક્તિઓ જ નહિ પણ ગૃહસ્થાશ્રમમાં રહેલી વ્યક્તિઓ પણ આવે છે બિંબિસાર શ્રેણિકરાજનો પુત્ર ભિક્ષુ નન્દિષેણ માન કામરાગને વશ થઈ બ્રહ્મચર્યથી ચ્યુત થઈ બાર વર્ષ ફરી ભોગજીવન સ્વીકારે છે

આષાઢભૂતિ નામક મુનિએ પણ તેમ જ કરેલું. આર્દ્રકુમાર નામનો રાજપુત્ર બ્રહ્મચર્યજીવનથી શિથિલ થઈ ચોવીસ વર્ષ સુધી ફરી ગૃહસ્થાશ્રમ તરફ વળે છે અને છેવટે એકવાર ચલિત થયેલા આ ત્રણે મુનિઓ પાછા બેવડા બળથી બ્રહ્મચર્યમાં સ્થિર થાય છે. આથી ઊલટું ભગવાન મહાવીરના પટ્ટધર શિષ્ય શ્રીસુધર્મા ગુરુ પાસેથી વર્તમાન જૈનાગમોને ઝીલનાર તરીકે પ્રસિદ્ધ થયેલ શ્રી જંબુ નામક વૈશ્યકુમાર પરણ્યાને દિવસે જ પોતાની આઠ સ્ત્રીઓને, તેઓનું અત્યંત આકર્ષણ છતાં છોડીને તારુણ્યમાં જ સર્વથા બ્રહ્મચર્ય સ્વીકારે છે, અને એ અદ્ભુત અને અખંડ પ્રતિજ્ઞા વડે આઠે નવપરિણીત બાળાઓને પોતાને માર્ગે આવવા પ્રેરે છે. કોશા નામક વેશ્યાના પ્રલોભક હાવભાવો અને રસપૂર્ણ ભોજન છતાં, તેમજ તેને જ ઘેર એકાન્તવાસ છતાં નન્દમન્ત્રી સકડાળના પુત્ર સ્થૂલભદ્રે પોતાના બ્રહ્મચર્યને જરાયે આંચ આવવા દીધી નહિ અને તેને પ્રભાવે એ કોશાને પાછી બ્રહ્મચારિણી બનાવી. જૈનોના પરમપૂજ્ય તીર્થંકરોમાં સ્થાન પામેલ મલ્લિનાથ એ જાતે સ્ત્રી હતા. તેઓએ કુમાર અવસ્થામાં પોતાની ઉપર આસક્ત થઈ પરણવા આવેલા છ રાજકુમારોને માર્મિક ઉપદેશ આપી વિરક્ત બનાવ્યા અને છેવટે બ્રહ્મચર્ય સેવવી પોતાના અનુયાયી બનાવી ગુરુપદ માટે સ્ત્રીજાતિની યોગ્યતા સાબિત કર્યાની વાત જૈનોમાં ખૂબ જાણીતી છે. બાવીસમા તીર્થંકર નેમિનાથે ચોરીમાં દેહ સ્પર્શ પહેલા જ ત્યાગેલી અને પછી સાધ્વી થયેલી રાજકુમારી રાજેમતીએ ગિરનારની ગુફાના એકાન્તમાં પોતાના સૌન્દર્યને જોઈ બ્રહ્મચર્યથી ચલિત

થના સાધુ અને પૂર્વાશ્રમના જેઠ રથનેમિને બ્રહ્મચર્યમા સ્થિર થવા જે માર્મિક ઉપદેશ આપ્યો છે અને તે વડે રથનેમિને પાછા સ્થિર કરી હમેશ માટ સ્ત્રીજાતિ ઉપર મુકાતા ચચળતા અને અબળાત્વના આરોપને દૂર કરી ધીર સાધકોમા જે વિશિષ્ટ નામના મેળવી છે તે સાભળતા અને વાચતા આજે પણ બ્રહ્મચર્યના ઉમેદવારોને અદ્ભુત ધૈર્ય અર્પે છે બ્રહ્મચારિણી શ્રાવિકા થયા પછી કોશા વેશ્યાએ પોતાને ત્યા આવેલા અને ચચળ મનના થયેલા શ્રીસ્થૂલભદ્રના એક ગુરુભાઇને જે શિખામણ આપી સ્થિર કર્યાની વાત[૭] નોધાઈ છે, તે પડતા પુરુષને એક વારે ટેકાનુ કામ આપે તેવી અને સ્ત્રીજાતિનુ ગૌરવ વધારે તેવી છે પણ આ બધાઓમા મોથી ચડે તેવો દાખલો વિજય શેઠ અને વિજયા શેઠાણીનો[૮] છે એ બન્ને દમ્પતી પરણ્યા ત્યારથી જ એકશયનશાયી છતા પોતપોતાની શુક્લ અને કૃષ્ણ પક્ષમા બ્રહ્મચર્ય પાળવાની પ્રથમ લીધેલ જુદીજુદી પ્રતિજ્ઞા પ્રમાણે એમા પ્રમત્તતાપૂર્વક આખી જિંદગી અડગ રહ્યા અને હમેશને માટે સ્મરણીય બની ગયા એ દંપતીની દૃતા, પ્રથમ દંપતી અને પાછળથી ભિક્ષુજીવનમા આવેલ બૌદ્ધ ભિક્ષુ મહાકશ્યપ અને ભિક્ષુણી ભદ્રાકપિલાની[૯] અલૌકિક દૃતાને યાદ કરાવે છે આવા અનેક આખ્યાનો જૈનસાહિત્યમા નોધાયેલા છે એમા બ્રહ્મચર્યથી ચલિત થતા પુરુષને સ્ત્રી દ્વારા સ્થિર કરાયાના જેવા ઓજસ્વી દાખલાઓ છે તેવા ઓજસ્વી દાખલાઓ ચલિત થતી સ્ત્રીને પુરુષ દ્વારા સ્થિર કરાયાના નથી, અથવા તદ્દન વિરલ છે

કેટલાક ઋજુ પ્રાજ્ઞ શ્રમણો બહાર ગયેલા ત્યાં એમણે રસ્તા વચ્ચે નટને રમતો જોયો તેનો ખેલ જોઈને તેઓ વિલંબથી પોતાને સ્થાનકે આવ્યા ગુરુએ વિલંબનું કારણ પૂછ્યું તો તેઓએ જે હકીકત હતી તે જણાવી દીધી ગુરુએ કહ્યું કે નટ જોવાનો આપણો આચાર નથી ફરીવાર તે જ શ્રમણો બહાર ગયા તેમણે રસ્તા વચ્ચે નટીનો નાચ થતો જોયો, પરંતુ તેઓ ત્યાં ખોટી ન થતા પોતાને સ્થાને ચાલ્યા ગયા કારણ કે તેઓ પ્રાજ્ઞ હતા એટલે નટના નિષેધમાં નટીનો નિષેધ સમજી ગયા હતા

આવે જ પ્રસંગે ઋજુ અને જડ પ્રકૃતિના શ્રમણો એ વસ્તુને નહિ સમજી શકવાથી અને નટનિષેધની ગુરુની આજ્ઞાના શબ્દને જ વળગી રહેવાને કારણે તેઓને નટીનો નાચ જોવામાં બાધ ન સમજાયો પણ તેઓ સરલ હતા માટે જ રસ્તામાં બનેલો પ્રસંગ એમણે ગુરુને નિવેદિત કર્યો એટલે ગુરુએ એમને માટે બે જુદી આજ્ઞાઓ કરી કે સાધુઓથી નટ ન જોવાય અને નટી પણ ન જોવાય

વક્ર અને જડ ભૂમિકાના સાધુઓ નટનિષેધની આજ્ઞાના શબ્દને વળગી નટી જોવામાં બાધ ન સમજ્યા ઉપરાંત ગુરુએ પૂછતાં વક્રતાને લીધે બનેલો બનાવ છુપાવી યદ્વાતદ્વા કહેવા લાગ્યા જ્યારે ગુરુએ ખૂબ ધમકાવ્યા ત્યારે તેઓએ કહ્યું કે તમે તો અમને નટ જોવાનો નિષેધ કર્યો એ પ્રમાણે અમે વર્ત્યા છીએ જો તમે પહેલેથી જ નટની સાથે નટીનો પણ નિષેધ કર્યો હોત તો અમે એ પ્રમાણે વર્તત અમે તો તમારા કહ્યા પ્રમાણે જરૂર કરીએ પણ તમારા ઉપદેશમાં ઘડો ક્યાં છે? આ પ્રમાણે વક્ર અને જડ સાધુઓ ગુરુ કે શાસ્ત્રની આજ્ઞાને

બરાબર સમજતા નથી કદાચ સમજે છે તો પાળતા નથી અને નહિ પાળતા માટે પોતાનો વાંક નહિ ગણતા ગુરુને દોષી ઠરાવે છે અને ખોટું બોલતા પણ અચકાતા નથી ઋજુ અને પ્રાજ્ઞ અધિકારીઓ ચાતુર્યામથી પણ સંયમનો પૂરો મર્મ સમજી શકે છે પરંતુ ઋજુ-જડ અને વક્ર-જડની કલ્પનામાં ચાર યામથી પાંચ યામનો ખ્યાલ આવવો મુશ્કેલ છે એથી જ એમની વિશેષ સમજને માટે ચારના પાંચ યામ કરવામાં આવ્યા છે અને એ ઉપરાંત રાત્રિભોજનના ત્યાગને પણ એક જુદા વ્રત તરીકે ગણાવ્યું છે અર્થાત્ અધિકારીની મનોદશાના કારણથી ભગવાન મહાવીરે ચારના પાંચ યામ કર્યા, અને બ્રહ્મચર્યવ્રતને જુદું સ્થાન આપ્યું વર્તમાનમાં પણ ત્યાગપ્રધાન અને સેવાપ્રધાન સંસ્થાઓમાં પાંચ યામ ઉપરાંત જે કેટલાક નિયમો અને ઉપનિયમો રાખવાનું ધોરણ ચાલે છે તે પણ અધિકારીઓની વિચિત્ર મનોદશાને લીધે હોય એમ લાગે છે

જૈનધર્મનું વલણ નિવૃત્તિ તરફ છે નિવૃત્તિ એટલે પ્રવૃત્તિની વિરોધી બીજી બાજૂ પ્રવૃત્તિનો અર્થ રાગદ્વેષના પ્રસંગોમા ઝપલાવવું જીવનમા ગૃહસ્થાશ્રમ એ રાગદ્વેષના પ્રસંગોના વિધાનનુ ક્ષેત્ર છે તેથી જે ધર્મમા ગૃહસ્થાશ્રમનુ વિધાન કરવામા આવ્યુ છે તે પ્રવૃત્તિધર્મ અને જે ધર્મમા ગૃહસ્થાશ્રમનુ નહિ પણ માત્ર ત્યાગનુ વિધાન છે તે નિવૃત્તિધર્મ જૈન એ નિવૃત્તિધર્મ હોવા છતા તેના પાલન કરનારાઓમા જે ગૃહસ્થાશ્રમનો વિભાગ દેખાય છે તે નિવૃત્તિની અપૂર્ણતાને લીધે સર્વાંશે નિવૃત્તિ મેળવવા અસમર્થ વ્યક્તિઓ જેટજેટના અંશોમા નિવૃત્તિ સેવે તેટતેટના અંશોમા તેઓ જૈન છે જે અંશોમા નિવૃત્તિ સેવી ન શકે તે અંશોમા પોતાની પરિસ્થિતિ પ્રમાણે વિવેકદૃષ્ટિથી તેઓ પ્રવૃત્તિ ગોઠવી લે પણ એ પ્રવૃત્તિનુ વિધાન જૈન શાસ્ત્ર નથી કરતુ તેનું વિધાન તો માત્ર નિવૃત્તિનુ છે તેથી જૈન ધર્મને વિધાનની દૃષ્ટિએ એકાશ્રમી કહી શકાય તે એકાશ્રમ એટલે બ્રહ્મચર્ય અને સંન્યાસ આશ્રમના એકીકરણરૂપ ત્યાગનો આશ્રમ

આ જ કારણથી જૈનાચારના પ્રાણભૂત ગણાતા અહિંસાદિ પાંચ મહાવ્રતો વિરમણ ( નિવૃત્તિ ) રૂપ છે ગૃહસ્થના અણુવ્રતો પણ વિરમણરૂપ છે ફેર એટલો કે એકમાં સર્વાંશે નિવૃત્તિ છે અને બીજામા અલ્પાંશે નિવૃત્તિ છે તે નિવૃત્તિનું મુખ્ય કેન્દ્ર અહિંસા છે હિંસાથી સર્વાંશે નિવૃત્ત થવામા બીજા બધા મહાવ્રતો આવી જાય છે હિંસાના પ્રાણનાશરૂપ અર્થ કરતા જૈનશાસ્ત્રમા તેનો અર્થ બહુ જ સૂક્ષ્મ અને વ્યાપક છે બીજો કોઈ જીવ દુભાય કે નહિ પણ મલિન વૃત્તિમાત્રથી

અશ છે અને તે અશનું પાલન થતા જ તેમાથી બ્રહ્મચર્યનો વિધિમાર્ગ નીકળી આવે છે કામાચારથી નિવૃત્તિ એ બીજ છે અને બ્રહ્મચર્ય એ તેનુ પરિણામ છે

ભગવાન મહાવીરનો ઉદ્દેશ ઉપર કહેલા નિવૃત્તિધર્મનો પ્રચાર છે તેથી તેમના ઉદ્દેશમા જાતિનિર્માણ સમાજ સગઠન, આશ્રમવ્યવસ્થા આદિને સ્થાન નથી લોકવ્યવહારની ચાલુ ભૂમિકામાથી ગમે તે અધિકારી પોતાની શક્તિ પ્રમાણે નિવૃત્તિ લે અને ભાવે તેમજ તે દ્વારા મોક્ષ સાધે એ એક જ ઉદ્દેશથી ભગવાન મહાવીરના વિધિનિષેધો છે, તેથી તેમા ગૃહસ્થાશ્રમનો કે લગ્નસસ્થાનો વિધિ ન જ હોય એ સ્વાભાવિક છે લગ્નસસ્થાનુ વિધાન ન હોવાથી તેને લગતી બાબતોના વિધાનો પણ જૈનાગમોમા નથી જેમકે વિવાહ કરવો તે અમુક ઉમ્મરે કરવો અને અમુક ઉમ્મરે ન કરવો, સ્વયવર પદ્ધતિએ કરવો કે બીજી પદ્ધતિએ કરવો, એક પુરુષ એક જ સ્ત્રી કરે કે વધારે પણ કરે, એક સ્ત્રીને પતિ એક જ હોય કે વધારે હોય, વિધવા પુનર્વિવાહ કરે કે નહિ અને કરે તો કઈ મર્યાદામા, અમુક ઉમ્મર સુધી જ કુવારા રહેવુ યોગ્ય છે અને પછી નહિ તેમજ વિવાહિત સ્થિતિમા પણ વિષય સેવનની અમુક મર્યાદા હોવી જોઈએ, "ઋતાવુપેયાત્" એ વિધાન કે તેના ઉલ્લઘનમા પાપ—વગેરે

સ્ફુટ ભરખો અધિકાર નહિ હોવાથી લોકપ્રવૃત્તિના નિયમો સિવાય લોકસગ્રહ અને લોકવ્યવસ્થા ન ચાલે અને ન નભે એ વાત દીવા જેવી છતા તેમા ભગવાન મહાવીર ન પડ્યા એનુ કારણ એ છે કે તેમને મન તદ્દન અપૂર્વ, લોકોત્તર અને આપવા જેવી વસ્તુ ત્યાગ જ હતી ભોગ તો

દરેક લોકો પોતે જ બાંધી લે છે, અને તેની વ્યવસ્થા ઘડી કાઢે છે. આવી વ્યવસ્થાના શાસ્ત્રો તે કાળે પણ હતા અને પાછળથી પણ બન્યા. તેવા શાસ્ત્રોને જૈનપરંપરા લૌકિકશાસ્ત્રો કહે છે, અને નિવૃત્તિપ્રધાન જૈનશાસ્ત્રોને લોકોત્તર (આધ્યાત્મિક) શાસ્ત્રો તરીકે વર્ણવે છે. જૈનધર્મ અને જૈનશાસ્ત્રોની લોકોત્તરતા પ્રવૃત્તિથી અલગ રહેવામાં છે. આ કારણથી પ્રાચીન જૈનાગમો આપણને ગૃહસ્થની ભાગમર્યાદાના કશા જ નિયમો પૂરા પાડતા નથી. તેથી ઊલટું જૈનસંસ્થા એ મુખ્યપણે ત્યાગીઓની સંસ્થા હોવાથી અને તેમાં ઓછાવત્તા પ્રમાણમાં ત્યાગ લેનાર વ્યક્તિઓનું મુખ્ય સ્થાન હોવાથી બ્રહ્મચર્યને લગતી પુષ્કળ માહિતી મળી આવે છે. આ સ્થળે બ્રહ્મચર્યને લગતા કેટલાક મુદ્દાઓ તારવી તે ઉપર જૈનશાસ્ત્રોના આધારે કાંઈક લખવા ધાર્યું છે. તે મુદ્દાઓ આ પ્રમાણે:

(૧) બ્રહ્મચર્યની વ્યાખ્યા (૨) બ્રહ્મચર્યના અધિકારી સ્ત્રીપુરુષો (૩) બ્રહ્મચર્યના વ્રતપણાનો ઇતિહાસ (૪) બ્રહ્મચર્યનું ધ્યેય અને તેના ઉપાયો (૫) બ્રહ્મચર્યના સ્વરૂપની વિવિધતા અને તેની વ્યાપ્તિ (૬) બ્રહ્મચર્યના અતિચારો (૭) બ્રહ્મચર્યની નિરપવાદતા (૮) બ્રહ્મચર્યમાં એક ખાસ દૃષ્ટિ (૯) બ્રહ્મચર્યમાં સાવધ રાખવા માટેની ઉપમાશૈલી (૧૦) જૈન સૂત્રો અને વિવાદપદ્ધતિ (૧૧) બ્રહ્મચર્યજન્ય સિદ્ધિ અને ચમત્કારો (૧૨) ઉપસંહાર અને કાકાસાહેબના પ્રશ્નો.

## વ્યાખ્યા

જૈનશાસ્ત્રમા બ્રહ્મચર્ય શબ્દની બે વ્યાખ્યાઓ મળે છે પહેલી વ્યાખ્યા બહુ વિશાળ અને સપૂર્ણ[1] છે એ વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે જીવનસ્પર્શી સપૂર્ણ સયમ આ સયમમા માત્ર પાપવૃત્તિઓ ઉપર અકુશ મૂકવો જ — જૈન પરિભાષામા કહીએ તો આસ્રવનિરોધનો જ — સમાવેશ નથી થતો પણ તેવા સપૂર્ણ સયમમા શ્રદ્ધા, જ્ઞાન, ક્ષમાદિ સ્વાભાવિક સદ્‌વૃત્તિઓના વિકાસનો સુદ્ધા સમાવેશ થઈ જાય છે તેથી પહેલી વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે કામ ક્રોધાદિ દરેક અસદ્‌વૃત્તિને જીવનમા ઉદ્‌ભવતી અટકાવી શ્રદ્ધા, ચેતના, નિર્ભયતા આદિ સદ્‌વૃત્તિઓ — ઊર્ધ્વગામી ધર્મો — ને જીવનમા પ્રગટાવી તેમા તન્મય થવુ તે

સાધારણ લોકોમા બ્રહ્મચર્ય શબ્દનો જે અર્થ જાણીતો છે અને જે ઉપર વર્ણવેલ સપૂર્ણ સયમનો માત્ર એક અશ જ છે તે અર્થ બ્રહ્મચર્ય શબ્દની બીજી વ્યાખ્યામા જૈન શાસ્ત્રોએ પણ સ્વીકારેલ છે તે વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય

ટલે મૈથુનવિરમણ અર્થાત્ કામસંગનો — કામાચારનો — અબ્રહ્મનો ત્યાગ આ બીજા અર્થમાં બ્રહ્મચર્ય શબ્દ એટલો બધો પ્રસિદ્ધ થઈ ગયો છે કે બ્રહ્મચર્ય અને બ્રહ્મચારી કહેવાથી દરેક જૈન તેમનો અર્થ સામાન્ય રીતે એટલો જ સમજે છે કે મૈથુનસેવનથી દૂર રહેવું તે બ્રહ્મચર્ય અને જીવનના બીજા અંશોમાં ગમે તેવો અસંયમ હોવા છતાં માત્ર કામસંગથી છૂટો રહેનાર હોય તે બ્રહ્મચારી આ બીજો અર્થ જ વ્રત-નિયમો સ્વીકારવામાં ખાસ લેવાય છે અને તેથી જ્યારે કોઈ ગૃહત્યાગ કરી ભિક્ષુ થાય અગર ઘરમાં રહી મર્યાદિત ત્યાગ સ્વીકારે, ત્યારે બ્રહ્મચર્યનો નિયમ અહિંસાના નિયમથી જુદો પાડીને જ લેવામાં આવે છે ૨

# અધિકારી અને વિશિષ્ટ સ્ત્રીપુરુષો

(અ) સ્ત્રી કે પુરુષ જાતિનો જરાયે ભેદ રાખ્યા સિવાય બન્નેને એકસરખી રીતે બ્રહ્મચર્ય માટે અધિકારી માનવામાં આવ્યા છે તે માટે ઉમ્મર, દેશ, કાળ વગેરેનો કશો જ પ્રતિબંધ મૂકવામાં આવ્યો નથી આ માટે સ્મૃતિઓમાં જુદો જ મત બતાવેલો છે તેમાં આ જાતના સમાન અધિકારોનો અસ્વીકાર કરેલો છે બ્રહ્મચર્ય માટે જોઈતું આત્મબળ સ્ત્રી અને પુરુષ બન્ને એકસરખી રીતે પ્રગટ કરી શકે છે એ બાબતમાં જૈનશાસ્ત્ર અને બૌદ્ધશાસ્ત્રનો મત એક છે આ જ કારણથી વિશુદ્ધ બ્રહ્મચર્યને પાલન કરનારી અનેક સ્ત્રીઓમાંથી સોળ સ્ત્રીઓ મહાસતી તરીકે એકેએક જૈન ઘરમાં જાણીતી છે અને પ્રાતઃકાળમાં આબાલવૃદ્ધ દરેક જૈન કેટલાક વિશિષ્ટ સત્પુરુષોના નામોની સાથે એ મહાસતીઓના[3] નામોનો પણ પાઠ કરે છે, અને તેઓના સ્મરણને પરમમંગળ માને છે

(આ) કેટલાક બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારિણીઓ બ્રહ્મચર્યજીવનમાં શિથિલ થયાના દાખલા[4] છે તેમ તેથીયે વધારે આકર્ષક દાખલાઓ બ્રહ્મચર્યમાં અદ્ભુત સ્થિરતા બતાવનાર સ્ત્રીપુરુષોના છે એવાઓમાં માત્ર ત્યાગી વ્યક્તિઓ જ નહિ પણ ગૃહસ્થાશ્રમમાં રહેલી વ્યક્તિઓ પણ આવે છે બિમ્બિસાર શ્રેણિકરાજનો પુત્ર ભિક્ષુ નન્દિષેણ માત્ર કામરાગને વશ થઈ બ્રહ્મચર્યથી ચ્યુત થઈ બાર વર્ષ ફરી ભોગજીવન સ્વીકારે છે

આષાઢભૂતિ નામક મુનિએ પણ તેમ જ કરેલું. આર્દ્રકુમાર નામનો રાજપુત્ર બ્રહ્મચર્યજીવનથી શિથિલ થઈ ચોવીશ વર્ષ સુધી ફરી ગૃહસ્થાશ્રમ તરફ વળે છે અને છેવટે એકવાર ચલિત થયેલા આ બન્ને મુનિઓ પાછા એવડા બળથી બ્રહ્મચર્યમાં સ્થિર થાય છે. આથી ઊલટું ભગવાન મહાવીરના પટ્ટધર શિષ્ય શ્રીસુધર્મા ગુરુ પાસેથી વર્તમાન જૈનાગમોને ઝીલનાર તરીકે પ્રસિદ્ધ થયેલ શ્રી જંબુ નામક વૈશ્યકુમાર પરણવાને દિવસે જ પોતાની આઠ સ્ત્રીઓને, તેઓનું અત્યંત આકર્ષણ છતાં છોડીને તારુણ્યમાં જ સર્વથા બ્રહ્મચર્ય સ્વીકારે છે, અને એ અદ્ભુત અને અખંડ પ્રતિજ્ઞા વડે આઠે નવપરિણીત બાળાઓને પોતાને માર્ગે આવવા પ્રેરે છે. કોશા નામક વેશ્યાના પ્રલોભક હાવભાવો અને રસપૂર્ણ ભોજન છતાં, તેમજ તેને જ ઘેર એકાન્તવાસ છતાં નન્દમન્ત્રી શકડાળના પુત્ર સ્થૂલભદ્રે પોતાના બ્રહ્મચર્યને જરાયે આંચ આવવા દીધી નહિ અને તેને પ્રભાવે એ કોશાને પાકી બ્રહ્મચારિણી બનાવી. જૈનોના પરમપૂજ્ય તીર્થંકરોમાં સ્થાન પામેલ મલ્લિનાથ એ જાતે સ્ત્રી હતા. તેઓએ કૌમાર અવસ્થામાં પોતાની ઉપર આસક્ત થઈ પરણવા આવેલા ૭ રાજકુમારોને માર્મિક ઉપદેશ આપી વિરક્ત બનાવ્યા અને છેવટે બ્રહ્મચર્ય કેળવી પોતાના અનુયાયી બનાવી ગુરુપદ માટે સ્ત્રીજાતિની યોગ્યતા સાબિત કર્યાની વાત જૈનોમાં ખૂબ જાણીતી છે. બાવીસમા તીર્થંકર નેમિનાથે ચોરીમાં ફેરા ફર્યા પહેલાં જ ત્યાગેલી અને પછી સાધ્વી થયેલી રાજકુમારી રાજેમતીએ ગિરનારની ગુફાના એકાન્તમાં પોતાના સૌન્દર્યને જોઈ બ્રહ્મચર્યથી ચલિત

થતા સાધુ અને પૂર્વાશ્રમના જેઠ રથનેમિને બ્રહ્મચર્યમા સ્થિર થવા જે માર્મિક ઉપદેશ[૬] આપ્યો છે અને તે વડે રથનેમિને પાછા સ્થિર કરી હમેશને માટે સ્ત્રીજાતિ ઉપર મુકાતા ચચળતા ઓ ગમનાત્વના આરોપને દૂર કરી ધીર સાધકોમા જે વિશિષ્ટ નામના મેળવી છે તે સાભળતા અને વાચતા આજે પણ બ્રહ્મચર્યના ઉમેદવારોને અદ્ભુત ધૈર્ય અર્પે છે બ્રહ્મચારિણી શ્રાવિકા થયા પછી કોશા વેશ્યાએ પોતાને ત્યા આવેલા અને ચચળ મનના થયેલા શ્રીસ્થૂલભદ્રના એક ગુરુભાઇને જે શિખામણ આપી સ્થિર કર્યાની વાત[૭] નોધાઈ છે, તે પડતા પુરુષને એક ભારે ટેકાનુ કામ આપે તેવી અને સ્ત્રીજાતિનુ ગૌરવ વધારે તેવી છે પણ આ બધાઓમા મોખરે ચડે તેવો દાખલો વિજય શેઠ અને વિજયા શેઠાણીનો[૮] છે એ બન્ને દમ્પતી પરણ્યા ત્યારથી જ એકશયનશાયી છતા પોતપોતાની શુક્લ અને કૃષ્ણ પક્ષમા બ્રહ્મચર્ય પાળવાની પ્રથમ લીધેલ જુદીજુદી પ્રતિજ્ઞા પ્રમાણે એમા પ્રસન્નતાપૂર્વક આખી જિદગી અડગ રહ્યા અને હમેશને માટે સ્મરણીય બની ગયા એ દપતીની દૃઢતા, પ્રથમ દપતી અને પાછળથી ભિક્ષુજીવનમા આવેલ જોડ ભિક્ષુ મહાકશ્યપ અને ભિક્ષુણી ભદ્રાકપિલાની[૯] અલૌકિક દૃઢતાને યાદ કરાવે છે આવા અનેક આખ્યાનો જૈનસાહિત્યમા નોધાયેલા છે એમા બ્રહ્મચર્યથી ચલિત થતા પુરુષને સ્ત્રી દ્વારા સ્થિર કર્યાના જેવા ઓજસ્વી દાખલાઓ છે તેવા ઓજસ્વી દાખલાઓ ચલિત થતી સ્ત્રીને પુરુષ દ્વારા સ્થિર કરાયાના નથી, અથવા તદ્દન વિરલ છે

## બ્રહ્મચર્યના જુદાપણાનો ઇતિહાસ

જૈનપરપરામા ચાર અને પાચ યામોના (મહાવ્રતોના) અનેક ઉલ્લેખો મળે છે સૂત્રોમા આવેલા વર્ણનો[10] ઉપરથી સમજાય છે કે ભગવાન પાર્શ્વનાથની પરપરામા ચાર યામો (મહાવ્રતો)નો પ્રચાર હતો અને શ્રીમહાવીર ભગવાને તેમા એક યામ (મહાવ્રત) વધારી પચયામિક[11] ધર્મનો ઉપદેશ કર્યો આચારાગસૂત્રમા ધર્મના ત્રણ યામો પણ કહેલા છે એની વ્યાખ્યા જોતા એમ લાગે છે કે ત્રણ યામની પરપરા પણ જૈનસમ્મત હોય આનો અર્થ એમ થયો કે કોઈ જમાનામા જૈનપરપરામા (૧) હિંસાનો ત્યાગ (૨) અસત્યનો ત્યાગ અને (૩) પરિગ્રહનો ત્યાગ એમ ત્રણ જ યામો હતા, પછી એમા ચૌર્યનો ત્યાગ ઉમેરાઈ ત્રણના ચાર યામ થયા, અને છેલ્લે કામાચારના ત્યાગનો યામ વધારી ભગવાન મહાવીરે ચારના પાચ યામ કર્યા આ રીતે ભગવાન મહાવીરના સમયથી અને એમના જ શ્રીમુખે ઉપદેશાયેલુ બ્રહ્મચર્યનું જુદાપણુ જૈનપરપરામા જાણીતું છે જે સમયે ત્રણ કે ચાર યામો હતા તે સમયે પણ પાલન તો પાચનું થતું

હતું ફક્ત એ સમયના વિચક્ષણ અને સરલ મુમુક્ષુઓ ચૌર્ય અને કામાચારને પરિગ્રહરૂપ સમજી લેતા, અને પરિગ્રહનો ત્યાગ કરતા જ તે બન્નેનો પણ ત્યાગ આપોઆપ થઈ જતો પાર્શ્વનાથની પરંપરા સુધી તો કામાચારનો ત્યાગ પરિગ્રહના ત્યાગમા જ આવી જતો અને એથી એનું જુદું વિધાન નહિ થયેલું પણ આમ કામાચારના ત્યાગના જુદા વિધાનને અભાવે શ્રમણસંઘમા બ્રહ્મચર્યનું શૈથિલ્ય આવ્યું અને કેટલાક તો એવા અનિષ્ટ વાતાવરણમા પડવા પણ લાગ્યા એથી જ ભગવાન મહાવીરે પરિગ્રહત્યાગમા સમાસ પામતા કામાચારત્યાગને પણ એક ખાસ મહાવ્રત તરીકે જુદો ઉપદેશ્યો જ્યારે ભગવાન મહાવીરે પંચયામિક ધર્મનો ઉપદેશ કર્યો ત્યારે પાર્શ્વનાથની પરંપરાના કેટલાક શ્રમણોએ એમા વિરોધ બતાવ્યો અને પાર્શ્વનાથની પરંપરાના શ્રમણોમા આ વિષય ખૂબ ચર્ચાયો પણ ખરો આ હકીકતનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના કેશિગૌતમીય નામના તેવીસમા અધ્યયનમા સવિસ્તર આપેલું છે તે આ પ્રમાણે છે

પાર્શ્વનાથના શિષ્ય કેશિકુમાર કુમારશ્રમણ (બાલ બ્રહ્મચારી) મહાયશસ્વી, વિદ્યા અને ચારિત્રના પારગામી, અવધિજ્ઞાની અને શિષ્યસંઘના આચાર્ય હતા તે ફરતા ફરતા સાવત્થી નગરીમા પધાર્યા અને ત્યા જ એવા જ પ્રતાપી બાદશાંગના જાણનારા વિદ્યા અને ચારિત્રસંપન્ન તથા અનેક શિષ્યોના આચાર્ય શ્રમણ ગૌતમ જે ભગવાન મહાવીરના મુખ્ય પટ્ટધર હતા તે પણ આવ્યા પાર્શ્વનાથના શ્રમણોએ વિચાર્યું કે પાર્શ્વનાથ અને મહાવીરનો ઉદ્દેશ એક છતા એમના મહાવ્રતવિધાનમા ભેદ કેમ દેખાય છે? શું

એ બન્ને ધર્મો જુદા છે?—એ વિષે શ્રમણ ગૌતમ સાથે વિચાર કરી લેવો જોઈએ એમ ધારીને કેશિકુમાર શ્રમણ અને ભગવાન ગોતમ એ બન્ને ઉદાર આચાર્યો પોતપોતાના પરિવાર—શિષ્યપરિવાર—સાથે એક ઉદ્યાનમા આવી મળ્યા પાર્શ્વનાથના શ્રમણોની વતી કેશિકુમારે ગૌતમને પૂછ્યુ કે અમારો આચાર ચાતુર્યામિક છે અને તમારો એ પચયામિક છે વર્ધમાન અને પાર્શ્વ એ બન્નેનો ઉદ્દેશ તો સમાન જ હતો છતા આ ફેરફારનું કારણ શુ છે? ભલા તમને એમા વિરોધ નથી લાગતો? ગૌતમે આનો ઉત્તર આપતા એમ જણાવ્યુ કે હે મહાનુભાવ, આચારના પાલનના ઉપદેશનું બધારણ તે તે સમયના જનસમાજની પરિસ્થિતિને અવલબીને બાધવામા આવે છે પાર્શ્વનાથની પરપરાના શ્રમણો સરળ (સરળ) અને પ્રાજ્ઞ (વિચક્ષણ) છે અને અમારી તથા શ્રીઋષભદેવની પરપરાના શ્રમણો વક્ર (વાકા) અને જડ તથા ઋજુ અને જડ છે આ પ્રકારે તે તે શ્રમણોની મનોભૂમિકાના ભેદને લીધે એકને ચાર યામનો ઉપદેશ કરવામા આવ્યો છે અને બીજાને પાચ યામનો ગૌતમનો આ ઉત્તર સાભળી કેશિનો વિરોધ શમી ગયો અને પરિસ્થિતિ પ્રમાણે એમણે અને એમની પરપરાએ ચારને બદલે પાચ યામનો સ્વીકાર કર્યો

કેશિ અને ગૌતમના સવાદ ઉપરથી આપણે એમ તારવી શકીએ છીએ કે મનુષ્યોની ત્રણ કોટી હોય છે (૧) ઋજુ અને પ્રાજ્ઞ (૨) ઋજુ અને જડ (૩) વક્ર અને જડ એક જ હકીકતને આ ત્રણે કોટીના મનુષ્યો કેવી જુદીજુદી રીતે સમજે છે તે માટે નીચેનું નટનટીનું ઉદાહરણ[૧૨] આપવામા આવે છે,

કેટલાક ઋજુ પ્રાજ્ઞ શ્રમણો બહાર ગયેલા ત્યાં એમણે રસ્તા વચ્ચે નટને રમતો જોયો તેનો ખેલ જોઈને તેઓ વિલંબથી પોતાને સ્થાનકે આવ્યા ગુરુએ વિલંબનું કારણ પૂછ્યું તો તેઓએ જે હકીકત હતી તે જણાવી દીધી ગુરુએ કહ્યું કે નટ જોવાનો આપણો આચાર નથી ફરીવાર તે જ શ્રમણો બહાર ગયા તેમણે રસ્તા વચ્ચે નટીનો નાચ થતો જોયો, પરંતુ તેઓ ત્યાં ઊભા ન રહેતા પોતાને સ્થાનકે ચાલ્યા ગયા કારણ કે તેઓ પ્રાજ્ઞ હતા એટલે નટના નિષેધમાં નટીનો નિષેધ સમજી ગયા હતા

આવે જ પ્રસંગે ઋજુ અને જડ પ્રકૃતિના શ્રમણો એ વસ્તુને નહિ સમજી શક્યાથી અને નટનિષેધની ગુરુની આજ્ઞાના શબ્દોને જ વળગી રહેવાને કારણે તેઓએ નટીનો નાચ જોવામાં બાધ ન સમજાયો પણ તેઓ સરળ હતા માટે જ રસ્તામાં બનેલો પ્રસંગ એમણે ગુરુને નિવેદિત કર્યો એટલે ગુરુએ એમને માટે એ જુદી આજ્ઞાઓ કરી કે સાધુઓથી નટ ન જોવાય અને નટી પણ ન જોવાય

વક્ર અને જડ ભૂમિકાના સાધુઓ નટનિષેધની આજ્ઞાના શબ્દોને વળગી નટી જોવામાં બાધ ન સમજ્યા ઉપરાંત ગુરુએ પૂછતાં વક્રતાને લીધે મનનો બનાવ છુપાવી યદ્વાતદ્વા કહેવા લાગ્યા જ્યારે ગુરુએ ખૂબ ધમકાવ્યા ત્યારે તેઓએ કહ્યું કે તમે તો અમને નટ જોવાનો નિષેધ કરેલો એ પ્રમાણે અમે વર્ત્યા છીએ જો તમે પહેલેથી જ નટની સાથે નટીનો પણ નિષેધ કર્યો હોત તો અમે એ પ્રમાણે વર્તત અમે તો તમારા હુકમ પ્રમાણે જરૂર કરીએ પણ તમારા ઉપદેશમાં ખોડ શ્યા છે? આ પ્રમાણે વક્ર અને જડ સાધુઓ ગુરુ કે શાસ્ત્રની આજ્ઞાને

બરાબર સમજતા નથી ક દાચ સમજે છે તો પાળતા નથી, ઓ નહિ પાળવા માટે પોતાનો વાક નહિ ગણતા ગુરુ દોષી ઠરાવે છે અને ખોટુ બોલતા પણ અચકાતા નથી ઋજુ અને પ્રાજ્ઞ અધિકારીઓ ચાતુર્યામથી પણ સયમનો પૂરો મર્મ સમજી શક છે, પરતુ વક્રજુ-જડ અને વક્ર-જડની કલ્પનામા ચાર યામવી પાચ યામનો ખ્યાલ આવવો મુશ્કેલ છે એથી જ એમની વિધિ સમજવાને માટે ચારના પાચ યામ કરવામા આવ્યા છે અને એ ઉપરાત રાત્રિભોજનના ત્યાગને પણ એક જુદા વ્રત તરીકે જણાવ્યુ છે અર્થાત્ અધિકારીની મનોદશાના કારણથી ભગવાન મહાવીરે ચારના પાચ યામ કર્યા, અને બ્રહ્મચર્યવ્રતને જુદુ સ્થાન આપ્યુ વર્તમાનમા પણ ત્યાગપ્રધાન અને સેવાપ્રધાન સસ્થાઓમા પાચ યામ ઉપરાત જે કેટલાક નિયમો અને ઉપનિયમો રાખવાનુ ધોરણ ચાલે છે તે પણ અધિકારીઓની વિચિત્ર મનોદશાને લીધે હોય એમ લાગે છે

## બ્રહ્મચર્યનું ધ્યેય અને તેના ઉપાયો

જૈનધર્મમાં અન્ય તમામ વ્રતનિયમોની પેઠે બ્રહ્મચર્યનું સાધ્ય પણ માત્ર મોક્ષ છે. જગતની દૃષ્ટિએ મહત્ત્વની ગણાતી ગમે તે બાબત બ્રહ્મચર્યથી સિદ્ધ થઈ શકતી હોય પણ જો તેનાથી મોક્ષ સાધવામાં ન આવે તો જૈનદૃષ્ટિ પ્રમાણે એ બ્રહ્મચર્ય લોકોત્તર (આધ્યાત્મિક) નથી. જૈન દૃષ્ટિ પ્રમાણે મોક્ષમાં ઉપયોગી થતી વસ્તુ જ સાચું મહત્ત્વ ધરાવે છે. શરીરસ્વાસ્થ્ય, સમાજબળ આદિ ઉદ્દેશો ખરા મોક્ષસાધક આંતર બ્રહ્મચર્યમાંથી સ્વતઃ સિદ્ધ થઈ જાય છે.

બ્રહ્મચર્યને સંપૂર્ણપણે સિદ્ધ કરવા બે માર્ગો નક્કી કરવામાં આવ્યા છે. પહેલો ક્રિયામાર્ગ અને બીજો જ્ઞાનમાર્ગ. ક્રિયામાર્ગ વિરોધી કામસંસ્કારને ઉત્તેજિત થતો અટકાવી તેના સ્થૂલ વિકારવિષને બ્રહ્મચર્યજીવનમાં પ્રવેશવા નથી દેતો અર્થાત્ તેની નિષેધબાજુ સિદ્ધ કરે છે, પણ તેનાથી કામસંસ્કાર નિર્મૂળ થતો નથી. જ્ઞાનમાર્ગ એ કામસંસ્કારો નિર્મૂળ કરી બ્રહ્મચર્યને

સર્વથા અને સર્વદા સ્વાભાવિક જેવું કરી મૂકે છે અર્થાત્ તેની વિધિબાજુ સિદ્ધ કરે છે જૈન પરિભાષામા કહીએ તો ક્રિયામાર્ગથી બ્રહ્મચર્ય ઔપશમિક ભાવે સિદ્ધ થાય છે અને જ્ઞાનમાર્ગથી ક્ષાયિક ભાવે સિદ્ધ થાય છે ક્રિયામાર્ગનું કાર્ય જ્ઞાનમાર્ગની મહત્ત્વની ભૂમિકા તૈયાર કરવાનું હોવાથી તે માર્ગ વસ્તુત અપૂર્ણ છતા પણ બહુ ઉપયોગી મનાયો છે, અને દરેક સાધક માટે પ્રથમ આવશ્યક હોવાથી તેના ઉપર જૈનશાસ્ત્રમા બહુ જ ભાર મૂકવામાં આવ્યો છે એ ક્રિયામાર્ગમા બાહ્ય નિયમોનો સમાવેશ થાય છે એ નિયમોનું નામ ગુપ્તિ છે ગુપ્તિ એટલે રક્ષાનુ સાધન અર્થાત્ વાડ એવી ગુપ્તિઓ નવ ગણાવવામા આવી છે એક વધુ નિયમ એ ગુપ્તિઓમા ઉમેરી એમને જ બ્રહ્મચર્યના દશ સમાધિસ્થાનક તરીકે વર્ણવવામા આવ્યા છે એ નિષેધાત્મક સમાધિસ્થાનોને બ્રહ્મચારી પાસે પળાવવા જે રીત જૈનશાસ્ત્રમા અખત્યાર કરવામા આવી છે તે ભારતવર્ષના બીજા દર્શનોમા પણ પ્રસિદ્ધ અને જૂની છે બ્રહ્મચર્યના ઉમેદવાર પુરુષને સ્ત્રીજાતિના આકર્ષણથી મુક્ત રાખવા તેને સ્ત્રીકલેવર તરફ પ્રબળ ઘૃણા થાય, સ્ત્રીસ્વભાવમા દોષ દેખાય અને સ્ત્રીજાતિ મૂળથી જ દોષની ખાણરૂપ છે એવી પ્રતીતિ થાય તે માટે કરવુ જોઈતુ બધુ વર્ણન શાસ્ત્રમા છે તે ઉપરાત સમાજભય, રાજભય અને પરલોકભય દ્વારા તેમજ કીર્તિ, પ્રતિષ્ઠાની સિદ્ધિ અને દૈવી સુખના પ્રલોભન દ્વારા પણ એ ઉમેદવાર બ્રહ્મચર્યને વળગી રહે તે માટે અદ્ભુત વર્ણનો અને કલ્પનાઓ છે ક્રિયામાર્ગ દ્વારા બ્રહ્મચર્યને સ્થૂલ રક્ષણ ગમે તેટલું મળતુ હોય છતાં તેમા કામસંસ્કાર કાયમ રહેતો હોવાથી અને એમા ઘૃણા, ભય,

લોભ આદિ બીજી અનિષ્ટ વૃત્તિઓ પોષાતી હોવાથી એ માર્ગની અપૂર્ણતા દૂર કરવા જ્ઞાનમાર્ગ યોજવામાં આવ્યો છે જ્ઞાનમાર્ગમાં ધ્યાનનું સ્થાન મુખ્ય છે ધ્યાન દ્વારા વિચાર વિકાસ અને સ્વરૂપચિંતન સધાતા કામાદિ બધી અનિષ્ટ વૃત્તિઓના બીજો બળી જાય છે ધ્યાનના પ્રકારોમા શુક્લ નામક ધ્યાન શિર કારિનું છે તે યોગદર્શનપ્રસિદ્ધ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધિને સ્થાને છે જેમ ફક્ત બ્રહ્મચર્યવ્રત માટે ક્રિયામાર્ગના બાહ્ય વિધાનો તદ્દન જુદા જ કરવામાં આવ્યા છે તેમ જ્ઞાનમાર્ગના આંતરિક વિધાનો ફક્ત એ વ્રતો ઉદ્દેશી જુદા પાડી જાય કહેવામાં આવ્યા નથી પણ ક્રોધ, મોહ લોભાદિ બધા સસ્કારોને નાબૂદ કરવા જે જ્ઞાનમાર્ગ યોજાયો છે તે જ કામસસ્કારના નાશમાં પણ લાગુ પડે છે માત્ર ક્રિયામાર્ગથી મળતુ રક્ષણ સમાતિક (પૂરપૂરુ) કે આત્યતિક (હમેશા) ન હોઈ શકે, કારણ કે તે દોષદર્શનથી થયેલુ હોવાથી લેપદષ્ટિ ગળતાના ભાગે જ રહી શકે જ્યારે જ્ઞાનમાર્ગથી મળતુ રક્ષણ એકાતિક અને આત્યતિક હોય છે કારણ કે તે રક્ષણ સ્વરૂપચિંતન અથવા આત્મનિરીક્ષણથી ઉત્પન્ન થયેલુ હોવાને લીધે કદી નાશ પામતું નથી અને સાહજિક ભાવે સિદ્ધ થાય છે

ક્રિયામાર્ગમા આવતા દશ સમાધિસ્થાનોનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના સોળમા અધ્યયનમા બહુ માર્મિક રીતે કરવામાં આવ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે

૧ દિવ્ય કે માનુષી સ્ત્રીના, બકરી, ઘેટી વગેરે પશુના અને નપુંસકના સંસર્ગવાળા શયન, આસન અને રહેઠાણ વગેરેનો ઉપયોગ ન કરવો

૨ એકના એકલી સ્ત્રીઓની સાથે સભાષણ ન કરવુ માત્ર સ્ત્રીઓને કથાનાના વગેરે ન કહેવા અને સ્ત્રીકથા ન કરવી એટલે કે સ્ત્રીના જાતિ, કુળ, રૂપ અને વેશ વગેરેનુ વર્ણન કે વિવેચન ન કરવુ

૩ સ્ત્રીઓની સાથે એક આસને ન બેસવુ જે આસને સ્ત્રી બેઠેલી હોય ત્યા તેના ઉઠયા પછી પણ બે ઘડી સુધી ન બેસવુ

૪ સ્ત્રીઓના મોહર નયન, નાસિકા વગેરે ઇન્દ્રિયોનુ વા તેઓના અગોપાગનુ અવલોકન ન કરવુ અને તે વિષેનુ ચિંતન સ્મરણ પણ વર્જવું

૫ સ્ત્રીઓના રતિપ્રસગના અવ્યક્ત શબ્દો, રતિ-રુદના શબ્દો, ગીતના ધ્વનિઓ, હાસ્યના કિલકિલાટો, ક્રીડાના શબ્દો, અને વિરહસમયે રુદનના શબ્દો પડદા પાછળ રહીને કે ભીંતની આડમા રહીને પણ ન સાભળવા

૬ પૂર્વે અનુભવેની, આચરેલી કે સાભળેલી રતિક્રીડા, કામક્રીડા વગેરે ન સભારવા

૭ ધાતુને વધારનારા પૌષ્ટિક ખાનપાન ન લેવા

૮ સાદુ ખાનપાન પણ પ્રમાણથી અધિક ન લેવુ

૯ શણગાર ન સજવો એટલે કે કામરાગને ઉત્તેજીને સ્નાન, વિલેપન, ધૂપ, માલ્ય, વિભૂષણ કે વેશ વગેરેની રચના ન કરવી

૧૦ જે શબ્દો, રૂપો, રસો, ગધો અને સ્પર્શો કામગુણને જ પોષનારા હોય તેઓને વર્જવા

આ ઉપરાત કામોદ્દીપક હાસ્ય ન કરવુ, સ્ત્રીના ચિત્રો ન રાખવા, ન જોવા, અસબ્રહ્મચારીનો સગ ન કરવો વગેરે

બ્રહ્મચારીએ ન કરવા જેવી બીજી અનેક જાતની ક્રિયાઓ આ દશ સ્થાનોમાં સમાઈ જાય છે

સૂત્રકાર કહે છે કે પૂર્વોક્ત નિષિદ્ધ પ્રવૃત્તિમાની કોઈ પણ પ્રવૃત્તિ કરનાર બ્રહ્મચારી પોતાનુ બ્રહ્મચર્ય તો ખોશે જ તદુપગત એને કામજ ય માનસિક કે શારીરિક રોગો પણ થવાનો સભવ છે

બ્રહ્મચારી પણ રહે છે તો જનસમાજમા જ એટલે એની આખે રૂપો અને કાને શબ્દો વગેરે ન આવે એ તો ન જ બને તો હવે શુ એણે જનસમાજમા ન રહેવુ ? રૂપો શબ્દો વગેરેને ન આવવા દેવા ? કે આખે અને કાને પડદા રાખવા ? સૂત્રકારે આનો ઉત્તર બહુ ટૂકો પણ સચોટ રીતે આપેલો છે, જે આ રીતે[13] છે —આખે આવતા રૂપોનો અને કાને પડતા ધ્વનિ વગેરેનો પરિહાર શકય જ નથી પણ તેવે પ્રસગે એ રૂપો કે શબ્દો વગેરેને લીધે પોતાની પ્રવૃત્તિમાં રાગને કે દ્વેષને ન થવા દેવો અર્થાત્ એવે વખતે બ્રહ્મચારીએ વસ્તુસ્વભાવનું ચિંતન કરવુ યા તો સર્વથા ઉદાસીન રહેવુ સ્પર્શો ગધો અને સો માટે એ ન્યાય ઘટાવી લેવો ઉપર્યુક્ત સમાધિસ્થાનો ઉપરાત બ્રહ્મચારી ભિક્ષુભિક્ષુણીઓ માટે બીજા પણ કેટલાંક વિધાનો કરવામા આવ્યા છે જેમકે[14] પથારી કઠણ રાખવી, પથારી ઉપરનો ઓછાડ સુવાળા કપડાનો ન રાખવો સુવાળા વસ્ત્રો ન પહેરવા, ભિક્ષુણીએ હાથાવાળા આસનો પર ન બેસવુ અને આખુ કેળુ ન લેવુ, ભિક્ષુએ સાકડા મોના પાત્રો ન રાખવા વગેરે વગેરે.

## બ્રહ્મચર્યના સ્વરૂપની વિવિધતા અને તેની વ્યાપ્તિ

ઉપર આપેલી બીજી વ્યાખ્યા પ્રમાણે કામસંગના ત્યાગરૂપ બ્રહ્મચર્યનો જે ભાવ સાધારણ લોક સમજે છે તે કરતા ઘણો સૂક્ષ્મ અને વ્યાપક ભાવ જૈનશાસ્ત્રોમા લેવાયો છે જ્યારે કોઈ વ્યક્તિ જૈનધર્મની મુનિદીક્ષા લે છે ત્યારે તે વ્યક્તિ વડે સેવાતી પાચ પ્રતિજ્ઞાઓમા ચોથી પ્રતિજ્ઞા રૂપે એવા ભાવના બ્રહ્મચર્યનો સ્વીકાર કરવામા આવે છે એ પ્રતિજ્ઞા આ પ્રમાણે છ હે પૂજ્ય ગુરો! હું સર્વ મૈથુનનો પરિત્યાગ કરુ છુ અર્થાત્ દૈવી, માનુષી કે તૈર્યચી (પશુપક્ષી સબધી) કોઈ પણ જાતના મૈથુનને હું મનથી, વાણીથી અને શરીરથી, જીવનપર્યંત નહિ સેવુ, તેમજ મનથી વચનથી, અને શરીરથી ત્રણ પ્રકારે બીજા પાસે જીવનપર્યંત સેવરાવીશ નહિ અને બીજો કોઈ મૈથુન સેવતો હશે તો તેમા હું એ જ ત્રણ પ્રકારે જીવનપર્યંત અનુમતિ પણ નહિ આપુ

જોકે મુનિદીક્ષામા સ્થાન પામેલ ઉપર વર્ણવેલુ નવ પ્રકારનુ બ્રહ્મચર્ય જ બીજી વ્યાખ્યા પ્રમાણેના બ્રહ્મચર્યનું અંતિમ અને સપૂર્ણ સ્વરૂપ છે છતા તેવા એક જ પ્રકારના બ્રહ્મચર્યને

